॥ श्रीकृष्णः शरणं मम ॥

આખ્યાનમાલા : મણકો ૩ જો.

# શ્રી વામનજી

ફુલચંદ ઝવેરદાસ શાહ,
ઘોરાપોળ, નડીઆદ.

ॐ

॥ तत् सत् परमात्मने नमः ॥

श्री

# વામનજી.

આખ્યાનઃ મણકો ૩ જો.

ત્રણ ડગલે બ્રહ્માંડને, માપ્યું જગદાધાર;
યાચક બની બલિને છળ્યો, ધરી વામન અવતાર!

રચનાર,

કવિ-ચિત્રકાર,

ફુલચંદ ઝવેરદાસ શાહ.

ઘોરાપોળ, નડીઆદ.

પ્રકાશક,

બાલુભાઈ ફુલચંદ શાહ.

ઘોરાપોળ, નડીઆદ.

કિંમત રૂ. ૦-૨-૦

॥ श्री कृष्णः शरणं मम ॥

श्री

# વામનજી.



## મંગલાચરણ.

स्वस्ति स्वागतमर्घ्यहं वद विभो किं दीयतां मेदिनी
का मात्रा मम विक्रमत्रयपदं दत्तं जलं दीयताम् ।
मा देहीत्युशनाब्रवीद्धरिरयं पात्रं किमस्मात्परम्
चेत्येवं बलिनार्चितो मखमुखे पायात्स वो वामनः ॥

વંદુ શ્રીહરિ વિશ્વવિહારી,
ભક્તવત્સલ ભૂધર ભયહારી—વંદુ

ભક્તકાજ રૂપ અનેક ધારી,
નૌતમ લલિત લીલા વિસ્તારી,
ગાઉં વિમલ યશ મંગલકારી—વંદુ

( ધૂન )

જય જય દીનાનાથ દીનબન્ધુ,
જય જય કેશવ કરૂણાસિન્ધુ.

---

દેવલોકમાંથી ભૂતલપર ઉતરીને ભારતવર્ષનું ગૌરવ વધારનારી એવી પતિતપાવની ગંગાના તટ ઉપર અનશન વ્રત ધારણ કરીને શ્રીમદ્ ભાગવતની કથા શ્રવણ કરતા પરીક્ષિત રાજા શ્રી. શુકદેવજીને પૂછે છે કે,–મહારાજ,

શા કાજે પ્રભુ ચૌદ લોકના નાથ થઇને,
કરી યાચના બલિરાજાની પાસે જઇને ?

શા કાજે ધણીએ ધરતી ત્રણ ડગલાં માગી ?
કૃપણ બની પ્રભુએ પ્રભુતા પોતાની ત્યાગી !

એવી તે ભીડ શી પડી ? ભીડભંજન ભગવાનને,
ભિક્ષુક બની ઉભા રહ્યા, બલિરાજાને બારણે !

હે મહારાજ ! પ્રભુ પોતે સર્વ સમર્થ અને અખિલ બ્રહ્માંડના નાથ હોવા છતાં એક ભિક્ષુક જેવા થઇને બલિરાજાને બારણે શા માટે ઉભા રહ્યા અને પોતે ધરણીધર હોવા છતાં ત્રણ ડગલાં ધરતી શા માટે માગી ? પરીક્ષિત રાજાનો આવો પ્રશ્ન સાંભળીને શ્રી શુકદેવજી બોલ્યા કે,—

"આપહિં આપ અકેલા,'

રમો હૈ ઘટમેં આપહિં આપ અકેલા—
તેહી ઇચ્છા જગ ઉપજાયો, તે સબમેં કરકેલા—રમો હૈ

તેહી રૂપ અનેકન ધરકે તેં રચે ખેલ અલબેલા,
તેહી નારી પુરૂષ બનજાવે, તવને ગુરૂ અરૂ ચેલા—રમો હૈ

ભગવાનની અકળ કળાનો પાર પામવાને કોઇ સમર્થ નથી; તે તો ઘટઘટમાં રમી રહેલા છે. પોતાની ઇચ્છાથી જગત્ ઉપજાવ્યું છે અને પોતે અનેક રૂપ ધારણ કરીને નાના પ્રકારના ખેલ ખેલે છે; ગમે તો સ્ત્રી બની જાય છે, તેજ પાછા પુરૂષ બની જાય છે; ગુરૂ બની જાય છે અને ચેલા પણ બની જાય છે, તો પછી યાચક બને એમાં તમને શી નવાઈ લાગે છે?

ઇંદ્રાદિક દેવતાઓનું કાર્ય સાધવા માટે એમણે એવું રૂપ ધારણ કર્યું; કારણ કે,—

ઇંદ્રે પરાજય પમાડી હણેલ જેને,
કીધો સજીવન ફરી કરૂણા કરીને;
એવો ઉદાર બલિરાય બહુજ પ્રેમે,
સેવે ભૃગુકુલતણા સહુ બ્રાહ્મણોને.

ઇંદ્રે પોતાના બાહુબળ વડે કરીને પરાજય પમાડેલા અને વજ્રપ્રહાર વડે કરીને હણી નાંખેલા એવા દાનવપતિ બલિરાજાને શુક્રાચાર્યે અને અન્ય ભૃગુકુળના બ્રાહ્મણોએ પાછો ફરીથી સજીવન

કર્યો, તેથી ઉપકારવશ થઈ ભૃગુકુળના બ્રાહ્મણોને પુષ્કળ દાન આપીને અત્યંત પ્રેમભાવથી તેમની સેવા કરતો હતો; કારણ કે,—

બ્રહ્મતેજનો પ્રતાપ છે પ્રખ્યાત ત્રિલોકે,
બ્રહ્મતેજથી પૃથ્વીની ગતિને પણ રોકે;
બ્રહ્મતેજથી મૃત્યુને મુઠીમાં રાખે,
બ્રહ્મતેજથી ભવિષ્ય પણ આગળથી ભાખે !
બ્રહ્મવિદ્યાના પ્રભાવથી જગની વાતો જાણતા;
મરી ગયેલા મનુષ્યને યમલોકે જઈ આણતા.

જે બ્રાહ્મણો પોતાના બ્રહ્મતેજના પ્રતાપથી પૃથ્વીની ગતિને રોકી શકે અને મૃત્યુને પણ પોતાની મુઠીમાં રાખી શકે તેમની સેવા કોણ ન કરે ? પોતાની બ્રહ્મવિદ્યાના પ્રતાપથી આ બ્રાહ્મણોએ બલિરાજાને જીવતો કર્યો, એટલે તે પાછો ફરી દેવતાઓને હરાવીને સ્વર્ગનું રાજ્ય લેવાની આશા રાખતો હતો. આશા અમર છે.

અમર આશાની શી વેલ ! બ્રહ્માંડને માંડવે છાઈ,
શાખા એની સુધરેલ દશે દિશ રહી પથરાઈ;
માનવ દાનવ દેવતા સહુનાં સરખાં માન,
ઉંચાં ફૂળ આકાશમાં એનાં ચળકે તારલિયા સમાન
જગત બધું જાય અંજાઇ—અમર આશાની શી વેલ !

બલિરાજાએ પણ પોતાની આશા ફળીભૂત કરવા માટે સૌ ભૃગુવંશી બ્રાહ્મણોને વિનંતિ કરી, એટલે તેમણે,—

ઈંદ્રાદિક દેવોનો, ફરી પરાજય કરવા સંગ્રામે;
મહાભિષેક વિધિથી, યજ્ઞ કરાવ્યો વિશ્વજીત નામે.

ઈંદ્રાદિક દેવોનો પરાજય કરીને સ્વર્ગનું રાજ્ય મેળવવા માટે તે બ્રાહ્મણોએ વિધિપૂર્વક બલિરાજા પાસે વિશ્વજીત નામનો યજ્ઞ કરાવ્યો.

એ યજ્ઞમાં હવિષ્યે પૂજેલા અગ્નિમાંથી નીસર્યો,
અશ્વો સહિત દૈવી અલૌકિક રથ સુવર્ણતણો નર્યો;
વળી સાથ વજ્ર ધનુષ્ય ભાથા અખૂટબાણ ભર્યા મહિં,
પ્રહ્‌લાદ અર્પે માલ જેનાં પુષ્પ કરમાયે નહિં.

આ યજ્ઞમાંથી વાયુવેગી અશ્વ જેને જોડ્યા છે, એવો એક સુવર્ણ રથ નીકળ્યો. વજ્ર, ધનુષ્ય અને અખૂટ બાણવાળા ભાથા પણ નીકળ્યા; વળી ભક્ત પ્રહ્‌લાદજીએ તો જેનાં પુષ્પ કદી કરમાય નહિ, એવી વિજયમાળા બલિરાજાના કંઠમાં પહેરાવી.

યુદ્ધતણી સામગ્રી આવી પૂરેપૂરી પ્રાપ્ત થઈ,
સ્વસ્તિ વાચન કરી બ્રાહ્મણો રહ્યા વિજય આશિષ દઈ;
દાદાજી પ્રહલાદ કેરી આજ્ઞા માગી લાગીને પાય,
દિવ્ય રથે ચઢીને બલિરાજા સત્વર ત્યાંથી થયો વિદાય !

આ પ્રમાણે તમામ યુદ્ધસામગ્રી બલિરાજાને પ્રાપ્ત થઈ, એટલે દાદાજી પ્રહ્‌લાદની આજ્ઞા લઈને દેવતાઓની સાથે યુદ્ધ કરવા માટે ત્યાંથી નીકળી પડ્યો.

સુવર્ણ બાજુ બંધ જડેલા સુશોભિત પ્હેર્યાં હાથે,
કાને મકરાકૃત કુંડળ ને મણિમય મુકુટ ધર્યો માથે;
ધરતી ને આકાશ ધ્રૂજાવે દૈત્યોની સેના ભારી,
ઇંદ્રપુરી ઉપર ચઢી આવ્યો કરી યુદ્ધની તૈયારી.

**હાથે** સુવર્ણના બાજુબંધ પ્હેર્યાં છે અને મસ્તકે મણિમય મુકુટ ધારણ કર્યો છે, એવો બહારથી બલિરાજા દૈત્યોનું મોટું સૈન્ય લઈને ઇંદ્રપુરી ઉપર ચઢી આવ્યો.

સમૃદ્ધિથી ભરપૂર નગરી ઇંદ્રની સોહામણી,
જ્યાં નંદનાદિક વાડિયો રમણીય દીસે છે ઘણી;
તરૂવર ઘટામાં પેસી પંખી ગીત મધુરાં ગાય છે,
કુંજોમહિં અલિવૃન્દના ગુંજાર પણ સંભળાય છે.
વળી હંસ સારસ દ્વંદ્વ સરવરજળમહિં ક્રીડા કરે,
ઉંચો કનકનો કોટ દૂરથી દેખતાં દીલડું ઠરે;
બહુ રાજમાર્ગ વિશાળ સુંદર ચોક ચૌટાં શોભતાં,
પુષ્પક વિમાન અપાર કૈં આકાશમાં ઉડતાં હતાં !

સમૃદ્ધિથી ભરપૂર એવી ઇંદ્રની અમરાવતી નગરીમાં નાના પ્રકારની અનેક ફુલવાડિયો હતી, કે જેમાં પક્ષીઓ મધુર ગાન કરી રહ્યાં હતાં. સરવર જળમાં હંસ દ્વંદ્વ ક્રીડા કરી રહ્યાં હતાં અને એ નગરીની આજુબાજુ આવેલો સુવર્ણનો કોટ દૂરથી જોનારનું મન હરી લેતો હતો. એમાં મોટા મોટા રાજમાર્ગો અને સુંદર ચોક

હોવાથી તેની રચના મનોહર લાગતી હતી, તેમજ આકાશમાં અ-ગણિત પુષ્પક વિમાનો ઉડી રહ્યાં હતાં; વળી—

જેઓના કેશમાંથી નવિન કમલની માલ છૂટી પડેલી,
એવી દેવાંગનાઓ અહિંતહિં ફરતી માર્ગમાં હર્ષઘેલી;
સોનાની જાળીમાંથી પરિમલ ધૂપનો મ્હેંકતો ખૂબ જ્યાંહિ,
વીણા વાજીંત્ર સાથે રસિક રમણીઓ ગાય છે ગીત ત્યાંહિ !

જેમના કેશકલાપમાંથી માલાઓ છૂટી પડી છે, એવી દેવાં-ગનાઓ માર્ગમાં અહિંતહિં ફરતી હતી. સોનાની જાળીઓમાંથી સુગંધી ધૂપ મ્હેંકતો હતો અને કેટલીક રસિક રમણીઓ વીણા-વાજીંત્ર સાથે મધુરાં ગીત ગાતી હતી, એવામાંજ—

નગરી પાસે આવી, બલિરાજાએ શંખનાદ કીધો;
દૈત્યતણી સેનાએ, દેવદુર્ગને તરત ઘેરી લીધો.

બલિરાજાએ ઇંદ્રપુરીની પાસે આવીને શંખનાદ કર્યો અને દૈત્યની સેનાએ એકદમ સુવર્ણકોટને ચારે બાજુએથી ઘેરી લીધો.

શંખનાદ ઓચિંતો સુણતાં દેવલોક ખળભળી રહ્યા,
અમર પુરીના રંગરાગ સહુ પલકમાંહિ પલટાઈ ગયા !
પરાક્રમી દેવેંદ્ર નમીને ગુરૂ બ્રહસ્પતિને પૂછે,
“ દુશ્મનકેરો પ્રભાવ આવો વધવાનું કારણ શું છે ? ”

શંખનાદ થતાંની સાથેજ ઇંદ્રપુરીના રંગરાગ બધા બદલાઈ ગયા; તમામ દેવતાઓ ભયભીત થઇ ગયા. પરાક્રમી ઇંદ્ર પણ ગુરૂ

બ્રહસ્પતિને પૂછવા લાગ્યા કે, "મહારાજ, દાનવોનો આવો પ્રભાવ વધી ગયો, તેનું કારણ શું?" ત્યારે ગુરૂ બ્રહસ્પતિ બોલ્યા કે,—

"ભૃગુકુળના બ્રાહ્મણ કેરો આશ્રય છે મોટો એને,
નિજ વિદ્યાના તેજ પ્રતાપે ફરી જીવાડયો છે તેને;
સાધનસંપન્ન થઈ દૈત્યનું સૈન્ય લઈ આવ્યો ભારે,
અજીત એ બલિરાજા પોતે હવે કોઈથી નહિ હારે.
પ્રલયકાળના અગ્નિ પેઠે ભસ્મ કરી નાંખે બાળી,
માટે સ્વર્ગ તજીને નાસો તમે સહુ મુઠિયો વાળી!"

ગુરૂ બ્રહસ્પતિએ સલાહ આપી કે—એને ભૃગુકુળના બ્રાહ્મણોએ મોટો આશ્રય આપ્યો છે. તેમણે પોતાની વિદ્યાના પ્રતાપ વડે કરીને તેને સજીવન કર્યો છે અને આ વખતે એ એવી મોટી તૈયારી કરીને આવ્યો છે કે તમે તેનો પરાજય કરવાને સમર્થ નથી, માટે અત્યારે તો તમે સ્વર્ગ છોડીને છાનામાના ચાલ્યા જાઓ. આ ઉપરથી સર્વ દેવતાઓ,—

સમયને માન આપીને, કરી અમરાપુરી ખાલી;
બિચારા વેશ બદલીને, સીધાવ્યા મોં નીચું ઘાલી!
વિરોચનપુત્ર બલિરાયે, વગર યુદ્ધે વિજય કીધો;
ખજાનો સ્વર્ગભૂમિનો, બધો તાબે કરી લીધો.

ગુરૂ બ્રહસ્પતિની આજ્ઞા પ્રમાણે દેવતાઓ પોતાનો વેશ બદલીને સ્વર્ગમાંથી જતા રહ્યા, એટલે વિરોચનના પુત્ર બલિરાજાને યુદ્ધ કર્યા વિનાજ સ્વર્ગનું રાજ્ય મળી ગયું! આથી—

ભૃગુવંશી બ્રાહ્મણતણો, વધતો ગયો પ્રભાવ;
દેવ મન્દીરોમાં વસી, લેતા અનુપમ લ્હાવ.
ઇંદ્રાસનપર ઠાઠથી, બિરાજતો બલિરાય;
નૃત્ય અપ્સરાઓ કરે, ગંધર્વો ગીત ગાય.

ભૃગુવંશી બ્રાહ્મણોનો પ્રતાપ દિનપ્રતિદિન વધતો ગયો. તેઓ હવે પોતાનાં સ્થાન છોડીને ઇંદ્રિપુરીમાં વસ્યા. બલિરાજાને ઇંદ્રાસન ઉપર સ્થાપી દીધો અને હવે અપ્સરાઓ બલિરાજાની પાસે નૃત્ય કરવા લાગી ! કેમ ન કરે ? દુનિયા એવી દીવાનીજ છે.

દીવાની દીવાની દુનિયા દીવાની
સ્વાર્થની સગી બનવાની—દુનિયા.

ઉગતા સૂરજને પૂજવાની, આથમતાને નહિ નમવાની,
વાત નથી એ છાની—દુનિયા દીવાની.

રડતાની સાથે રડવાની, હસતાની સાથે હસવાની,
હાજી હા કરવાની—દુનિયા દીવાની.

સમય પ્રમાણે રૂપ ધરવાની, વિધવિધ રંગે રંગાવાની,
ભળતામાં ભળવાની—દુનિયા દીવાની.

આ દુનિયા તો સ્વાર્થની સગી છે. ઉગતા સૂરજને પૂજવા-વાળી છે. દેવનું સન્ય મટીને દાનવનું થયું, તો તેનું ગાયું ગાવા લાગી; એટલે હવે—

માની કૃતાર્થ અસુરો મનમાં ફુલે છે,
સમૃદ્ધિ ઇંદ્રતણી છૂટથી ભોગવે છે;
ને ઈંદ્રનું પદ હવે સ્થિર થાય માટે,
સો અશ્વમેધ કરવા મનમાં વિચારે.

દાનવ ગુરૂ શુક્રાચાર્ય અને અન્ય ભૃગુકુળના બ્રાહ્મણોના પ્રતાપથી બલિરાજાને સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત થયું તો ખરૂં, પરંતુ હવે તે ઇંદ્રની પદવી ઉપર બલિરાજાને સદાને માટે સ્થિર કરવા સારૂ તેમણે સો અશ્વમેધ યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો.

ન્હોતું ત્યારે મેળવવાની હાય,
મળ્યું ત્યારે સાચવવાની ચિંતાય;
નશીબના સંયોગે આવે ને જાય,
છતાં લોકો વ્યર્થ ઉંચાનીચા થાય!

વસ્તુ જ્યારે ન હોય, ત્યારે મેળવવાની ચિંતા અને મળે ત્યારે સાચવવાની ચિંતા થાય છે; પણ તે તો ભાગ્યયોગે આવે છે અને ચાલી જાય છે, છતાં બલિરાજાએ તો પ્રારબ્ધને પણ પોતાની હથેળીમાં નચાવવા માંડયું અને ઇંદ્રાસન ઉપર કાયમ થવાને માટે યજ્ઞ કરવા માંડયા.

આ યજ્ઞના પ્રતાપે તે, ચંદ્રની પેઠ શોભતો;
સ્વર્ગની રાજ્ય લક્ષ્મીને, સુખે ભોગવતો હતો.

આ યજ્ઞના પ્રતાપ વડે કરીને બલિરાજાની કીર્તિ ત્રિલોકમાં ગવાઈ રહી અને તે ચંદ્રની પેઠે શોભતો સ્વર્ગની લક્ષ્મીને ભોગવવા લાગ્યો આ પ્રમાણેઃ—

સ્વર્ગનું રાજ્ય દૈત્યોના હાથમાં જ્યારથી ગયું;
અભાગી ઇંદ્રના ભાગ્યે શોચવું ત્યારથી રહ્યું.
દાદી જે દેવતાઓની અદિતિ નામની હતી;
પુત્રોની દુર્દશા આવી દેખીને દુઃખ પામતી.

જ્યારથી સ્વર્ગનું રાજ્ય દૈત્યોના હાથમાં ગયું, ત્યારથી ઇંદ્રાદિક દેવતાઓ બિચારા લજ્જા પામીને આમતેમ નાસતા ફરતા હતા, તે જોઇને દેવતાઓની માની મા અદિતિના મનમાં અત્યંત પરિતાપ થવા લાગ્યો. પોતે પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યાંઃ—

“ હે હરિ ! હરહુ વિષમતા મનકી—
કરૂણામય કીરતી ઉદાર પ્રભુ, દ્રવહુ વેગ સુન જનકી—
હે હરિ !

સાખ જુગજુગસે ચલ આઇ, જન ત્રૈતાપહરનકી,
હે જગનાથ ! અનાથન કે પ્રભુ ! રક્ષા કરો ભકતનકી
હે હરિ ! ”

“ હે પ્રભુ ! આપ ત્રિતાપને હરનારા છો અને આપની ઉદાર કીર્તિનાં વખાણ જુગેજુગમાં થતાં આવ્યાં છે; આપની ઉત્તમ શાખ ઉત્તરોત્તર ચાલી આવેલી છે, તો આપના ભક્તજનોનાં દુઃખ ટાળી-

ને તેમની રક્ષા કરો !" આ પ્રમાણે તે પ્રભુની સ્તુતિ કરી રહ્યાં છે. એવામાં,—

સમાધિમુક્ત થઈને, કશ્યપમુનિ જ્યાં આશ્રમમાં આવ્યા;
વૃદ્ધ પત્ની અદિતિને, ઉદાસ દેખીને પૂછવા લાગ્યા.

જ્યારે કશ્યપમુનિ પોતે ઘણા કાળની સમાધિમાંથી જાગ્રત થઈને આશ્રમસ્થાનમાં આવ્યા, ત્યારે અદિતિને ઉદાસ થએલાં જોઈને પૂછવા લાગ્યા કે,—

"સતી સાધ્વી શું દુ:ખ આવ્યું,
કયમ કમલવદન કરમાયું ?
શું અતિથિ આવ્યા દ્વારે ?
સત્કાર થયો ન લગારે !
ઉઠી સામું ન તમથી જવાયું-
કયમ કમલવદન કરમાયું ?
શું હોમ હવિષ્ય ન કીધા ?
ગૃહસ્થાશ્રમ લ્હાવ ન લીધા-
ફલ તેતણું તુચ્છ જણાયું ?
કયમ કમલવદન કરમાયું ?"

કશ્યપમુનિ પૂછે છે કે, "હે સતિ ! તમારૂં આ મુખકમલ શાથી કરમાયું છે ? તમે આટલાં બધાં ઉદાસ કેમ જણાઓ છો ? શું આપણે આંગણે આવેલા અતિથિ સત્કાર પામ્યા વિના પાછા

ગયા છે, કે હવિષ્યહોમ કરવામાં કંઈ વિઘ્ન આવ્યું છે? ગૃહસ્થાશ્રમનો લ્હાવ લેવો બાકી રહી ગયો છે, કે ગૃહસ્થાશ્રમનું ફલ તમને તુચ્છ ભાસે છે? તમે આટલો બધો શોક શા માટે કરો છો?" કશ્યપમુનિનાં આવાં વચન સાંભળીને અદિતિએ જવાબ આપ્યો કેઃ—

"સ્વામીનાથ! હું ધર્મપરાયણ રહી તમારૂં ધ્યાન ધરૂં,
અગ્નિદેવને તૃપ્ત કરીને અતિથિનો સત્કાર કરૂં;

આપકૃપાથી ધર્મકર્મમાં ભૂલ નથી એકકે કીધી,
પણ રિદ્ધિ ને સિદ્ધિ મારી દૈત્યોએ લૂંટી લીધી.

રાજ્ય સ્વર્ગનું કરે દાનવો દેવોને નિર્બળ સમજી,
દૌહિત્ર મારા થયા રખડતા પોતાનાં ઘરબાર તજી;

એ દુઃખના દરિયામાં ડૂબી અંતરમાં મુંઝાઈ મરૂં,
ઉપાય તેનો કૈંક બતાવો તો ઉજળું મુખ લઈ ફરૂં."

અદિતિએ કહ્યું, "હે સ્વામીનાથ! આપની કૃપાથી ધર્મકર્મમાં તો મારી એક પણ ભૂલ થઈ નથી. અગ્નિને સદાય તૃપ્ત કરૂં છું અને અતિથિસત્કાર પણ રૂડી રીતે કરૂં છું; પરન્તુ મારી દુહિતાના પુત્રો દેવતાઓને સ્વર્ગનું રાજ્ય મૂકીને નાસવું પડયું છે; સ્વર્ગની રાજ્યલક્ષ્મી દૈત્યોએ લૂંટી લઇને હવે તેઓ સ્વર્ગના ધણી થઈ પડયા છે; માટે મારા પુત્રો-દૌહિત્રોને સ્વર્ગનું રાજ્ય પાછું પ્રાપ્ત થાય, એવો ઉપાય બતાવો તો મારે ઉજળું મોં લઇને ફરવાનો વખત આવે.

વચન અદિતિનાં સુણી, હસી બોલ્યા મુનિરાય,
"દેવી તમ ઉદ્વેગનું, કારણ મોહ જણાય.
કોણ સગાં સંસારનાં, ને કોનાં કહેવાય ?
માયાતણા પ્રભાવથી, જગત્ માત્ર બંધાય.
પંચ મહાભૂતનો બન્યો, ક્યાં આવો જડ દેહ;
ને આત્મા ક્યાં સર્વનો, પ્રકૃતિથી પર જેહ.
પરમપુરૂષ ભગવાનની ભક્તિ કરો સદાય;
સકલ મનોરથ મનતણા સફળ એથી થઈ જાય."

---

મનવાંછિત ફલ પાયો, વિમલ યશ જીસને ગાયો–મન
સમુદ્રમથન બિચ મંદરાચલકો અપની પીઠપે ધરાયો–
મોહિની રૂપ ધરન કે અમૃત સબ દેવનકો પાયો
પ્રભાવ માયા કો બતાયો–મન.

હિરણ્યકશ્યપકો વધ કર દીનો સ્થંભમેં આપ સમાયો,
ભક્ત પ્રહ્લાદકે કારન અપનો નરસિંહરૂપ દિખાયો–
ભક્તન કો કામ બનાયો–મન.

આ પ્રમાણે જેમણે જેમણે ભગવાનની ભક્તિ કરી તેમણે પોતાનું મનવાંચ્છિત ફલ પ્રાપ્ત કર્યું, એટલે કશ્યપમુનિએ પણ ભગવાનની ભક્તિ કરવાનું કહ્યું; તો પણ વળી અદિતિ પૂછવા લાગ્યાં કે:—

" કાર્ય સિદ્ધ કરે મારૂં, પ્રસન્ન થઇને હરિ;
એવી ભક્તિતણી વિધિ, બતાવોને કૃપા કરી. "

અદિતિએ પૂછ્યું, " હે નાથ ! હું ભગવાનની ભક્તિ કેવી રીતે કરૂં ? ભગવાન મારી ભક્તિથી પ્રસન્ન થઇને મારી મનકામના પૂર્ણ કરે એવી વિધિ પણ મને બતાવો. " ત્યારે કશ્યપ તેની વિધિ બતાવે છે—

" ફાગણમાસે શુકલપક્ષમાં બાર દિવસ દુધભર રહેવું,
પૃથ્વી, સૂર્ય ને અગ્નિ, જળનું શ્રદ્ધાથી પૂજન કરવું;
આદિ દેવ સાક્ષીભૂત શ્રીનરનારાયણનું ધરવું ધ્યાન,
કૃપા કરી કમલાપતિ પોતે પ્રકટ થઇ દેશે વરદાન. "

દેવી અદિતિના આગ્રહથી કશ્યપમુનિએ ભગવાનની ભક્તિ કેવી રીતે કરવી, તે વિધિપૂર્વક બતાવ્યું. " ફાગણમાસમાં અજવાળિયા પખવાડિયામાં બાર દિવસ માત્ર દુધ પીને રહેવું; સૂર્ય, અગ્નિ, પૃથ્વી અને જળ ઇત્યાદિ મહાતત્ત્વોનું પૂજન કરવું અને નિરંતર નારાયણનું ધ્યાન ધરવું, કે જેથી પ્રભુ પોતે પ્રકટ થઇને વરદાન આપશે. " વળી બોલ્યા કે,

" બ્રહ્માએ મુજને કહ્યું, પ્રિયે ! પયોવ્રત જેહ,
વિધિપૂર્વક તુજને કહ્યું, નહિ એમાં સંદેહ.
યજ્ઞ, દાન, તપથી અધિક, માહાત્મ્ય એનું જાણ;
બની જીતેંદ્રિય જે' કરે, થાય તેનું કલ્યાણ.

હે પ્રિયે ! આ 'પયોવ્રત' નામનું વ્રત કે જેનું માહાત્મ્ય યજ્ઞ, દાન અને તપ કરતાં પણ વધારે છે, એટલે જીતેંદ્રિય થઇને જે કોઇ આ વ્રત કરે તેનું કલ્યાણુજ થાય છે. આ વ્રત મને બ્રહ્માજીએ બતાવ્યું હતું, કે જે આજે મેં વિધિપૂર્વક તમને કહ્યું."

પછી—

સ્વામીની આજ્ઞાથી, કીધું પયોવ્રત અદિતિએ જ્યાંહિ;
દ્વાદશ દિવસ વીત્યા, કે ઓચિંતા પ્રભુ પ્રકટ થયા ત્યાંહિ.
ચાર ભુજાઓમાંહિ, શંખ, ચક્ર ને ગદા, પદ્મ સોહે;
માથે મુકુટ વિરાજે, મકરાકૃત કુંડળમાં મન મોહે.

એવા યજ્ઞેશ્વરને, સતી પૃથ્વીપર પડી પ્રણામ કરે;
પ્રેમે પરવશ થઇને, ગદ્દગદ કંઠે સ્તુતિવચન ઉચરે.

પતિની આજ્ઞાથી સતીએ પયોવ્રત ધારણ કર્યું, કે જેના પ્રભાવવડે કરીને યજ્ઞેશ્વર પ્રભુ પોતે પ્રકટ થયા. સતી તેમને હાથ જોડીને ગદ્દગદ્દ કંઠે સ્તુતિ કરવા લાગ્યાં.

" હે અખિલેશ્વર, યજ્ઞેશ્વર, સર્વેશ્વર,
હે અચ્યુત અભિરામ—
પતિતને પાવન કરનારૂં પવિત્ર એવું મંગલ નામ.
માયાના ગુણ ગ્રાહક વ્યાપક સચરાચરમાં વાસ કર્યો;
પૂર્ણ બોધથી નિજ સ્વરૂપમાં માયાનો તિરસ્કાર કર્યો.
ત્રિલોકનાં સામ્રાજ્ય સિદ્ધિઓ સકલ ખડી રાખો દ્વારે;

આપ કૃપાથી ધર્મ, અર્થ ને કામ, મોક્ષ મળતાં ચારે.
જગત્પતિ જગની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલય તમારે હાથ,
પૂર્ણ મનોરથ કરો અમારા, હે દીનબંધુ, દીનાનાથ !"

આ પ્રમાણે સતી અદિતિએ પ્રભુની સ્તુતિ કરી, એટલે પ્રભુએ વરદાન આપ્યું કે,—

"પુત્રોને રક્ષવા કાજે, ધર્યું છે ધ્યાન માહરૂં;
પુત્ર રૂપેજ જન્મીને, રક્ષા હું દેવની કરૂં."

પ્રભુએ કહ્યું, "તમે તમારા પુત્રોની રક્ષા કરવા કાજે મારૂં ધ્યાન ધર્યું છે, તો હું તમારે ત્યાં પુત્ર રૂપેજ પ્રકટ થઇને દેવતાઓની રક્ષા કરીશ; એમની ગએલી સમૃદ્ધિ પાછી અપાવીશ."

એમ કહીને પ્રભુએ, પ્રવેશ સતીના ઉદરમાંહિ કીધો;
બ્રહ્માદિક દેવોએ, ઈશ્વરનો મહિમા જાણી લીધો !

પ્રભુએ એમ કહીને સતી અદિતિના ઉદરમાં પ્રવેશ કર્યો, એટલે બ્રહ્માદિક દેવતાઓ તેમની સ્તુતિ કરવા લાગ્યા:

त्वं वै प्रजानां स्थिरजंगमानाम्
प्रजापतीनामसि संभविष्णुः ।
दिवौकसां देव दिवश्च्युतानाम्
परायणं नौरिव मज्जतोऽप्सु ॥

"હે પ્રભુ ! તમે સ્થાવર જંગમ અને પ્રજાપતિઓને ઉત્પન્ન કરનારા છો, પાણીમાં ડૂબતા મનુષ્યને જેમ નાવ શરણરૂપ છે, તેમ સ્વર્ગથી ભ્રષ્ટ થએલા દેવતાઓને આપ પરમ શરણરૂપ છો."

( ધૂન )

જય જય દીનાનાથ દીનબન્ધુ;
જય જય કેશવ કરૂણાસિન્ધુ !

---

યોગ્ય ગુણવાળી ઋતુઓ સહુ ભાસતી
પૃથ્વીપર શાન્તિ વ્યાપી ઘણેરી,
ભાદ્રપદ માસનું શુકલ પખવાડિયુ
દ્વાદશી શ્રવણ નક્ષત્રકેરી;
જ્યાં અભિજીત મુહૂર્ત શુભ આવિયુ
પ્રકટિયા ચતુર્ભુજ રૂપ ધારી;
યોગમાયાથકી બટુક વામન બની
જાતિ સંસ્કાર લીધા સ્વીકારી !

ભાદ્રપદ માસના શુકલપક્ષમાં શ્રવણ નક્ષત્રની દ્વાદશીને દિવસે મધ્યાન્હકાળે અભિજીત મુહૂર્તમાં પ્રથમ ચતુર્ભુજ રૂપે પ્રકટ થયા અને ત્યાર પછી તરતજ પોતાની યોગમાયા વડે કરીને બટુક વામન બની ગયા.

ઉપવિત સમયે સૂર્યદેવ ગાયત્રીનો ઉપદેશ કરે,
જનોઈ ગુરૂ બૃહસ્પતિ પ્હેરાવે મુનિ કશ્યપ મેખલા ધરે;
પૃથ્વીએ મૃગચર્મ અર્પિયું ચંદ્રે દંડ દીધો હાથે,
સતી અદિતિ કૌપિન આપે સ્વર્ગે છત્ર ધર્યું માથે.
બ્રહ્માજીએ દીધું કમંડલ સપ્તર્ષિએ દર્ભ ધર્યા,
સરસ્વતીએ ફેરવવાની માળાથી વિભૂષિત કર્યા !

વામનજીને ઉપવિત સંસ્કાર કરવામાં આવ્યા તે સમયે સૂર્યે ગાયત્રીમંત્રનો ઉપદેશ કર્યો. બ્રહસ્પતિએ જનોઇ અને કશ્યપ તાતે કટિમેખલા ધારણ કરાવી પૃથ્વીએ મૃગચર્મ અને ચંદ્રે ખાખરાનો દંડ આપ્યો; અદિતિમાતાએ કૌપિન ધારણ કરાવ્યું; બ્રહ્માએ કમંડલ આપ્યું, સપ્તર્ષિઓએ દર્ભ આપ્યા અને સરસ્વતીએ હાથમાં ફેરવવાની માળા આપી.

આવાજ ઉત્તમ ઉપનયન સંસ્કાર છે જેને થયા,
એવા બટુકને કાજ ભિક્ષાપાત્ર કુબેર લાવિયા;
સાક્ષાત્ જગદંબા સતી પાર્વતી ભિક્ષા આપતાં,
અદ્‌ભૂત વેશ નીહાળી પ્રભુનો પ્રેમથી રાજી થતાં !

આવા ઉપનયન સંસ્કાર પામેલા વામનજીને કુબેરજીએ ભિક્ષા પાત્ર આપ્યું અને સાક્ષાત્ જગદંબા પાર્વતીએ ભિક્ષા આપી.

**ब्रह्मांडछत्रदंडः शतधृतिभवनाम्भोरुहो नालदण्डः**
**क्षोणी नौकूपदण्डः क्षरदमरसरित्पट्टिकाकेतुदण्डः ।**

ज्योतिश्चक्राक्षदण्ड स्त्रिभुवनविजयस्तंभदण्डोऽङ्घ्रिदण्डः
श्रेयस्त्रैविक्रमस्ते वितरतु विबुधद्वेषिणां कालदण्डः ॥

---

બ્રહ્મતેજથી શોભતા, એવા બટુક કુમાર;
બલિરાજાના યજ્ઞમાં, ચાલ્યા થઇ તૈયાર !

આ પ્રમાણે તૈયાર થઇને બ્રહ્મતેજથી શોભતા એવા બટુક કુમાર બલિરાજાના યજ્ઞમાં ચાલ્યા.

ઉત્તરતટ નર્મદાતણું જે ભૃગુ કચ્છ નામે કહેવાય,
બલિરાજાને યજ્ઞ કરાવે ભૃગુકુળના બ્રાહ્મણ સૌ ત્યાંય;
નમાવતા ધરતીને પોતે ધીમા ધીમા ઉપાડી પાય,
દિવ્ય તેજના પુંજસમા વામનજી બહુ દૂરથી દેખાય !

નર્મદા નદીના ઉત્તરતટમાં ભૃગુકચ્છ નામે ક્ષેત્ર હતું ત્યાં બલિરાજાને ભૃગુવંશી બ્રાહ્મણો યજ્ઞ કરાવતા હતા. પોતાના નાના નાના પગને ધીમે ધીમે ઉપાડતા વામનજી યજ્ઞ કરનારા બ્રાહ્મણોને દિવ્ય તેજના પુંજ જેવા બહુ દૂરથી દેખાયા, એટલે—

અદ્ભુત તેજ નીહાળી, એક બીજાને દૂરથી બતલાવે;
યજ્ઞ નીરખવા કાજે, સૂર્ય, અગ્નિ, કે સનત્કુમાર આવે ! ”

આવા અદ્‌ભૂત તેજના પુંજ જેવા વામનજીને દૂરથી આવતા દેખીને ત્યાં યજ્ઞમંડપમાં બેઠેલા બ્રાહ્મણો એક બીજાને કહેવા લાગ્યા કે. " આ તે શું સૂર્ય આવે છે, કે આપણો યજ્ઞ જોવાને માટે અગ્નિ કે સનત્કુમાર આવે છે ? "

કરે છે તર્ક જ્યાં આવા, ઉભા સૌ બ્રાહ્મણો તહિં;
બટુક આવીને ઉભા, યજ્ઞમંડપની મહિં !

બ્રાહ્મણો આવા આવા તર્ક કરી રહ્યા છે, એટલામાં તો બટુક વામનજી યજ્ઞમંડપમાં આવી પહોંચ્યા.

મૃગચર્મ જેણે ઉત્તરીય જનોઇસમ અંગે ધર્યું,
વળી દંડ સાથે જલકમંડલ હાથમાં જલથી ભર્યું;
શિરપર જટા ને મુંજની કટિમેખલા શોભી રહી,
એવા બટુક વામનતણું સ્વાગત કર્યું ઉભા થઇ !

જેમણે અંગ ઉપર મૃગચર્મ અને હાથમાં દંડકમંડલ ધારણ કર્યા છે, તેમજ મસ્તક ઉપર જટા અને કટિએ મુંજની કટિમેખલા બાંધેલી છે, એવા બટુક વામનજીને જોઇને સર્વ બ્રાહ્મણો ઉભા થયા અને અત્યંત પૂજ્યભાવથી તેમનું સ્વાગત કર્યું; અને બલિરાજા પણ તેમને આવકાર આપતાં બોલ્યો કે—

" ભલે આવ્યા બટુક મહારાજ,
આજ મારે આંગણિયે—

મારાં સુધારિયાં સૌ કાજ,
આખરની અણિયે—

બ્રહ્મતેજની ઝલક મનોહર, મુખપર દિવ્ય પ્રકાશેરે,
અડસઠ તીરથ આપ ચરણમાં, પ્રત્યક્ષ મુજને ભાસે—
આજ ”

એમ કહી—

---

બલિરાજાએ આસન આપ્યું ચરણ પખાળ્યા બે હાથે;
પૂજન અર્ચન કરી પ્રેમથી ચરણોદક ધરિયું માથે.

બલિરાજાએ તેમને આસન આપીને યથાવિધિ પૂજન કર્યું અને તેમના ચરણ ધોઇને તે ચરણોદક પોતાના મસ્તક ઉપર ચઢાવ્યું.

ચરણોદક માથે ધરી સુમંગલકારી
સુમંગલકારી–
કર જોડી રહ્યો સ્તુતિવચન મુખે ઉચ્ચારી.
“ મહાભાગ પધાર્યા ભલે બટુક બ્રહ્મચારી
બટુક બ્રહ્મચારી–
સાક્ષાત્ આપ તપતેજ મૂર્ત્ત રૂપ ધારી.
થઇ ગયા પિતૃઓ તૃપ્ત લીધું કુળ તારી
લીધું કુળ તારી–
કોમલ પદરજથી પવિત્ર થઇ ભૂમિ સારી. ”

બલિરાજા આ પ્રમાણે વામનજીની સ્તુતિ કરવા લાગ્યો અને આવા તપસ્વી બ્રહ્મચારી પોતાના યજ્ઞમાં પધાર્યા, તેથી પોતાને કૃતાર્થ માનીને પૂછવા લાગ્યો કે—

" કહો બટુક મહારાજ આજ્ઞા શી છે આપની ?
હાજર કરૂં તમ કાજ જે માગો તે લાવીને.
માગો સારાં ગામ, સોનુરૂપુ કૈં માગો;
માગો સુંદર ધામ, દુઝણી ગાયો માગો.

માગો માણેક રત્ન, અખૂટ જવાહિર માગો;
માગો ગજ, રથ, અશ્વ, વિપ્રની કન્યા માગો !
ઈચ્છા શી છે આપની, તે આજે કહોને મને;
માગો તે આપીશ હું, માગી લ્યો મારી કને ! "

બલિરાજા બટુકજીને કહે છે કે, " હે મહારાજ, તમારી શી ઇચ્છા છે ? તમારે શું જોઇએ છીએ ? તમારે ગામ જોઇએ તો માગો; ધન, ધાન, હીરા. માણેક, હાથી, ઘોડા અને રથ ઇત્યાદિ જે જોઇએ તે મારી પાસે માગી લ્યો; તમે જે માગશો તે હું તમને આપીશ. "

વચન સુણી બલિરાયનાં, કરતા મુખે વખાણ;
બલિરાજાના કુળનાં, શ્રી વામન ભગવાન !

બલિરાજાનાં મધુરાં વચન સાંભળીને શ્રીવામનજી બલિરાજાના કુળનાં વખાણ કરવા લાગ્યા—

" જેના કુળવિષે સુભક્ત હરિના પ્રહ્લાદ જેવા થયા,
કે જે' ઉજ્જવલ કીર્તિથી શશિસમા વિશ્વે પ્રકાશી રહ્યા;
જેના ઉત્તમ કુળમાં કૃપણુતા સ્વપ્ને ન ભાસે કહીં,
એવા શ્રેષ્ઠ કુલીન આપ કુલની કીર્તિ વધારો સહી ! "

ભગવાન કહે છે કે, " હે બલિરાજા, જેના કુળમાં પ્રહ્લાદજી જેવા હરિભક્ત પાકયા છે, તે કુળમાં કૃપણુતા હોય જ નહિ; અને પ્રહ્લાદજી પોતાની ઉજ્જવળ કીર્તિ વડે કરીને આકાશમાં ચંદ્રની પેઠે શોભે છે, એજ કુળમાં તમારા જેવા દાનેશ્વર પાકીને પૂર્વજોની પ્રતિષ્ઠામાં વૃદ્ધિ કરી રહ્યા છે.

વળી તમારા તાત વિરોચન થયા પ્રતાપી,
પોતાનું આયુષ્ય દાનમાં દીધું આપી;
તમે ય પણ મહારાજ ! ધર્મ પૂર્વજનો પાળો,
મોં માગ્યાં દઇ દાન દીનનાં દુઃખડાં ટાળો.
હે ઉદાર પૃથ્વીપતિ ! શું માગું આપની કને ?
ત્રણ ડગલાં ધરતી ભરી માત્ર તમે આપો મને ! "

પ્રભુ કહે છે. " તમારા પિતા તો વળી એવા દાનેશ્વરી હતા કે વિપ્રવેષધારી દેવતાઓને પોતાનું આયુષ્ય પણ આપી દીધું હતું. એવા વીર પુરૂષના પુત્ર તમે પણ પૂર્વજોને પગલે ચાલો છો; મહા ઉદાર છો, જગતના ધણી છો, તમારી પાસે હું શું માગું ? માત્ર ત્રણ ડગલાં ધરતી જ મને આપો " આમ બટુકજીએ તો બલિરાજા પાસે ત્રણ ડગલાં ધરતીજ માગી, એટલે બલિરાજા આશ્ચર્ય પામીને બોલ્યા કે–

" માગ્યું તમે મહારાજ, એમાં તે શું તમે માગ્યું !
કાંઇ માગો મુલકનાં રાજ્ય-
એમાં તે શું તમે માગ્યું !

હું સ્વામી ત્રિલોકનો, માગો કંઈ ધન ધામ;
ત્રણ ડગલાં ધરતીથકી કેમ સરશે તમારાં કામ?
એમાં તે શું તમે માગ્યું !"

બલિરાજા કહે છે, "હે મહારાજ, તમે માગી માગીને છેવટે આ જ માગ્યું? હું અત્યારે ત્રિલોકનો સ્વામી છું અને તમે જે માગો તે આપવા તૈયાર થયો છું, તો કાંઇ ધન માગો, ધામ માગો, ગામ માગો, અરે ગમે તો મુલકનાં રાજ્ય માગો! માત્ર ત્રણ ડગલાં પૃથ્વીથી તમારૂં શું વળશે?" બલિરાજાનાં વચન સાંભળીને વામનજી બોલ્યા કે:—

" માગું હું તો બલિરાય, એટલું એજ હું માગું.
એ વિણુ બીજું ન કાંય, એટલું એજ હું માગું.
તમે ઉદાર દીસો બહુ, હું બાલક નિર્દોષ;
ત્રણ ડગલાં ધરતીથકી થાય મોટો મને સંતોષ-
એટલું એજ હું માગું."

પ્રભુ કહે છે, "મારે તો ત્રણ ડગલાં ધરતી સિવાય બીજું કાંઇ પણ જોઇતું નથી. તમે ઉદાર છો, તો એટલુંજ મને આપો." ત્યારે બલિરાજા કહે છેઃ

" મારી પાસે આવીને માગે જે જન કોય,
તેને આપું એટલું
ફરી માગવા વારો ન હોય–
એમાં તે શું તમે માગ્યું !"

બલિરાજા કહે છે, " મહારાજ ? મારી પાસે જે કોઇ એકજ વાર માગે છે, તેને એટલું બધું આપું છું કે ફરી માગવાની જરૂરજ રહેતી નથી." ત્યારે ભગવાન કહે છે,

" જેને ખપનું જેટલું જો તેથી ન ધરાય,
નવખંડી ધરતી મળે
તો'યે તૃપ્તિ તેને નવ થાય–
એટલું એજ હું માગું."

પ્રભુ કહે છે, " જેને જેટલું ઉપયોગનું હોય તેટલું મળ્યા છતાં જો તે ધરાય નહિ,તો પછી એવા લોભી માણસો તો નવખંડી પૃથ્વી મળે તો પણ તૃપ્ત થવાનાં નહિ; માટે મને તો ત્રણ ડગલાં ધરતીજ આપો."

બલિરાજા વળી બોલ્યો કેઃ—

" વાતો ડહાપણની કરો, પણ સમજો નહિ સ્વાર્થ;
ખોટ નથી મારે કંઇ
હું તો કરવા બેઠો છું પરમાર્થ–
એમાં તે શું તમે માગ્યું !"

"મહારાજ, તમે ડાહીડાહી વાતો કરો છો પણ તમારો સ્વાર્થ બરાબર સમજતા નથી; અને મારે ત્યાં તો કશી વાતની ખોટ નથી.' ત્યારે વામનજી બોલ્યા કેઃ—

" બ્રાહ્મણ થઇને લોભથી, સ્વાર્થ સાધવા જાય;
જળથી જ્યમ અગ્નિ ઠરે,

એમ બ્રહ્મતેજ ઠરી જાય–
એટલું એજ હું માગું.

બ્રાહ્મણ થઇને પોતાનું બ્રહ્મતેજ ગુમાવવું હોય તે લોભ રાખે; બાકી મને તો ત્રણ ડગલાં ધરતીથી જ સંતોષ છે; ત્યારે બલિરાજાએ છેવટનાં વાક્યો કહ્યાં કેઃ—

" બાળકબુદ્ધિ આપની, દીસે મને હદપાર;
માગો હજી મારી કને,
ફરી મનમાં કરીને વિચાર–
એમાં તે શું તમે માગ્યું ! "

બલિરાજા કહે છે, "આતો મને તમારી બાળકબુદ્ધિ લાગે છે; માટે હજી પણ વિચાર કરીને કાંઈ બીજું માગો" ત્યારે વામનજીએ પણ છેલ્લું સંભળાવી દીધું કેઃ—

" ધન, વૈભવ વિષયોતણી, તૃષ્ણાનો નહિ પાર;
ત્રણ ડગલાં ધરતી વિના,

મારે જોઇએ બીજું ના લગાર-
એટલું એજ હું માગું."

ભગવાન કહે છે, "ધન અને વિષયની તૃષ્ણાનો કંઈ પાર નથી, માટે મારે તો ત્રણ ડગલાં ધરતી સિવાય બીજું કાંઇ પણ જોઇતું નથી."

વામનજીનો નિશ્ચય આવો જોઇ હસી બોલ્યો બલિરાય,
"ભલે તમારી ઇચ્છા એવી તો મુજને હરકત નહિ કાંય;"
દાનતણો સંકલ્પ કરી લીધી કરમાં જળની ઝારી,
કે ગુરૂ શુક્રાચાર્ય પડયા વચમાં ત્યાં "ના, ના" પોકારી!

વામનજીનો આવો નિશ્ચય જોઇને બલિરાજાએ હસતાં હસતાં કહ્યું કે, "ભલે તમારી ઇચ્છા એવી છે, તો ત્રણ ડગલાં ધરતીજ તમને આપીશ," આમ કહીને દાનનો સંકલ્પ કરવા સારૂ બલિરાજાએ જેવી હાથમાં જળની ઝારી લીધી, કે ગુરૂ શુક્રાચાર્યે વચમાં આડા હાથ ધર્યા અને પોતે, "ના,ના" કહીને ડોકુ ધૂણાવતા બલિરાજાને કહેવા લાગ્યા કે:—

"અલ્યા, નથી તને કંઈ ભાનરે;
આતો સાક્ષાત્ છે ભગવાનરે.
આવ્યા બટુકનો વેશ ધારીરે;
નક્કી કરવા ખરાબી તારીરે.
દાન નિમિત્તે માગીને લેશેરે;
બધું દેવોને આપી દેશેરે.

તારૂં ઇંદ્રતણું પદ જાશેરે;
પછી પૂઠે પસ્તાવો થાશેરે.
માટે મારૂં કહેવું ધર કાનરે.
નવ આપીશ એને દાનરે."

ગુરૂ શુક્રાચાર્યે આ પ્રમાણે દાન અપવાની ના કહી, એટલે બલિરાજા બોલ્યો કે,

" આપે સાચી કહી બધી વાત;
ભલે વિષ્ણુ હો સાક્ષાત.
હું તો પૌત્ર છું પ્રહ્લાદ કેરો;
મારા કુળનો છે મહિમા ઘણેરો.
કહ્યું, "આપીશ" મેં એકવાર;
હવે, 'ના' કહેતાં લાજું અપાર.
ત્રણ ડગલાં ધરતી આપું;
નવ બોલ હું મારો ઉથાપું."

બલિરાજા કહે છે " મહારાજ ! ભલે એ વિષ્ણુ હોય, કે ગમે તે હોય, પણ મેં એક વાર 'આપીશ' કહ્યું, તે હવે જો 'ના' કહું, તો મારા કુળને કલંક લાગે; તમે પણ જાણો છો કે—

अश्वमेधसहस्रं च सत्यं च तुलया धृतम् ।
अश्वमेधसहस्राद्धि सत्यमेव विशिष्यते ॥

મહારાજ, હજાર અશ્વમેધના કરતાં પણ સત્ય વધી જાય છે, માટે મારાથી અસત્ય માર્ગે નહિ જવાય. એકવાર 'આપીશ' કહીને હવે નહિ ફરી જવાય ! વળી,

नासत्यवादिनः सख्यं न पुण्यं न यशो भुवि ।
दृश्यते नापि कल्याणं कालकूटमिवाश्नतः ॥

જુઠ્ઠા માણસની મિત્રતા કોઇ કરે નહિ, તેને પુણ્ય મળે નહિ, યશ મળે નહિ અને તેનું કલ્યાણ પણ થાય નહિ; માટે મારે મનતો અસત્ય બોલવું તે વિષપાન કર્યા બરોબર છે, એટલે ત્રણ ડગલાં ધરતી તો હું જરૂર આપીશ. એમાં તે શી મોટી વિસાત છે ?" શુક્રાચાર્ય કહે છે,

' હે રાજા !

તારા મનથી ત્રણ ડગલાં ધરતીમાં કાંઈ વિસાત નહિં,
નથી જાણતો તું એ કપટીના અંતરની વાત કંઇ;
વિશ્વ સમસ્ત સમાય એવડું વિરાટ રૂપ ધરી લેશે,
પલક એકમાં ત્રણે લોકને ત્રણ પગલાંથી ભરી દેશે !"

ત્યારે બલિરાજા કહે છેઃ—

" ગુરૂદેવ તમારી આ, શંકા વિચિત્ર છે ખરે;
બે પગે કેવી રીતે એ, માપ ત્રિલોકનું કરે ?"

બલિરાજા કહે છે, "ગુરૂ મહારાજ, તમારી શંકા મને બહુ વિચિત્ર લાગે છે! એને નાના નાના પગજ બે છે,તો પછી ત્રણ લોક તે શી રીતે લેશે?" શુક્રાચાર્યે કહ્યું કે—

" હલકામાં હલકુ છે તરણું, એથી હલકુ તૂલ જણાય,
માગણતો તૂલથી એ હલકો, ને નીચામાં નીચો ગણાય;
તેથી નીચો થઇ આવ્યો છે, તને બહુ નાનો દેખાય,
પણ પછી એવો થાશે ઉંચો, કે તારાથી નહિ પ્હોંચાય!"

હલકામાં હલકુ તૃણ અને તેથી હલકુ તૂલ છે; યાચકતો વળી તૂલથી પણ હલકો ને નીચો છે, માટે એ નીચો બની ને તારી પાસે આવ્યો છે; તને એ હમણાં નાનો દેખાય છે, પણ પછી એવો ઉંચો થઇ જશે, કે તારા હાથ પણ નહિં પ્હોંચે!" ત્યારે બલિરાજા કહે છે;

" ભડકાવી મારો મને, એવું કહીને આપ;
ત્રણ ડગલાં ધરતી તણો, મારે નથી હિસાબ "

તમે આવી નજીવી વાતને મોટું રૂપ આપીને મને નકામા ભડકાવી મારો છો; ત્રણ ડગલાં ધરતીનો તે હિસાબ શો છે?" એટલે બલિરાજાને સમજાવવા માટે વળી શુક્રાચાર્ય બોલ્યા કે—

" એકે પૃથ્વી, બીજે સ્વર્ગ આકાશ બધું માપી લેશે,
ત્રીજા પગલાને માટે નહિ સ્થાન કશું બાકી રહેશે;

તારૂં કબુલ કરેલુ પણ તારાથી પૂરૂ નહિં અપાય,
વચનથકી બંધાઇ નકામો નરકતણો અધિકારી થાય. ”

બલિરાજા.

નક્કી નરકે પડું વચન જો મારૂં ઉથાપું,
એકવાર, 'આપીશ' કહી પછી જો નવ આપું;
અસત્ય એ મહાપાપ મને તો સ્પષ્ટ જણાતું,
દાન નિમિત્તે ભલે મારૂં સર્વસ્વ હણાતું !
પૂર્વે દધીચિઋષિએ, દીધું દાનમાં ખોળિયું;
શિબિએ કાપી દેહને, માંસ તુલામાં તોળિયું !

શુક્રાચાર્ય.

અરે મૂઢ ! અજ્ઞાની, કરે ઉપેક્ષા તું આજે મારી;
નિશ્ચય સમજી લેજે, સર્વ પુણ્ય તારૂં રહ્યું પરવારી.

---

ગુરૂનાં આવાં વચનની, સ્પૃહા કરી ન લગાર;
દાન આપવાને થયો, બલિરાજા તૈયાર.

બલિરાજાએ ગુરૂનાં વચનની લેશ પણ સ્પૃહા કરી નહિ અને દાન આપવાને તૈયાર થયો;

વિંધ્યાવલિ પરમ સુંદરી રાજરાણી,
ત્યાં ઉભી મૌક્તિક તણો બુરખોજ તાણી;
સુવર્ણનો કળશ શુદ્ધ જળે ભરેલો,
સંકલ્પકાજ પતિના કરમાંહિ દીધો !

બલિરાજની રાણી વિંધ્યાવલિ મોતીનો બુરખો ઓઢીને ત્યાં આવી, અને જળથી ભરેલો સુવર્ણ કળશ સંકલ્પ કરવાને માટે બલિરાજાના હાથમાં અ.પ્યો.

શુક્રાચાર્ય ગુરૂએ જાણ્યું હવે હાથ પડશે હેઠા,
માટે નાનું રૂપ ધરીને પોતે કળશમહિં પેઠા !
બલિરાજા ઉભો થઈ કરતો દાનતણો સંકલ્પ જહિં,
કળશ નમાવે પણ જળનું ટીપું અંજલિમાં પડે નહિં !

શુક્રાચાર્યે જાણ્યું, હવે આપણું કાંઇ ચાલવાનું નથી; માટે બલિરાજાને સંકલ્પ કરતોજ અટકાવવો, તેથી પોતે છેક નાનું સ્વરૂપ લઇને જળકળશમાં પેસી ગયા. પછી હથેળીમાં જળ લેવાને માટે બલિરાજા વારંવાર કળશ નમાવે છે, પણ અંદરથી જળજ નીકળતું નથી! શુક્રાચાર્યે કળશમાંનું જળજ બધું સ્થંભાવી દીધું; જગત્માં ઘણીવાર આમ આંધળે બ્હેરૂ કુટાય છે,

જગત્ બધું કેવું અંધારે કુટાય !
ભાવિતણો ભેદ નવ કોથી સમજાય–
બધું કેવું અંધારે કુટાય !

સમીસાંજે આકાશમાં રંગોળી ભલી પૂરાય,
પણ પાછી પલકે પલકે બદલાય–
બધું કેવું અંધારે કુટાય !
" આ હું કરૂં, આ હું કરૂં," કહી હુંપદમાંહિ કુલાય છે;
મિથ્યાભિમાની લોક મિથ્યા મમતમાં મરી જાય છે.
દોઢ ડાહ્યા બની ભલે કરોડો કરે ઉપાય,
પણ સહુ વાતે ધાર્યું ધણીનુંજ થાય–
બધું કેવું અંધારે કુટાય !

---

શુક્રાચાર્યે જાણ્યું કે, " બલિરાજાને ઇંદ્રાસન મેં અપાવ્યું છે, તો હવે જતું પણ હુંજ અટકાવીશ." એટલે પોતે જળની ઝારીમાં પેસી ગયા, પરંતુ

શુક્રાચાર્યતણી યુક્તિ, પ્રભુથી ગુપ્ત ના રહી;
નાળના છિદ્રમાં ખોસી, શળી ત્યાં દર્ભની લઈ !

શુક્રાચાર્યનું આ કપટ ભગવાન વામનજી કળી ગયા એટલે ધીમે રહીને એક દર્ભની શળી કળશના નાળચામાં ખોસી દીધી !

નાની દર્ભશળીથી, દાનવગુરૂની એક આંખ ફુટી;
બ્હાર આવીને ઉભા, જળની ધારા કળશમાંથી છૂટી !

શુક્રાચાર્ય પોતે આંખો ઉઘાડી રાખીને કળશના નાળછિદ્રમાંથી જોતા હતા, તેજ વખતે વામનજીએ દર્ભની શળી અંદર ખોસી દીધી, કે જે બરાબર શુક્રાચાર્યની આંખમાં જ વાગવાથી તેમની એક આંખ ફુટી ગઈ; એટલે પછી તે તો બિચારા આકુળ વ્યાકુળ થતા આંખે હાથ દઇને બહાર નીકળ્યા. આ પ્રમાણેઃ—

જ્યારે શિષ્ય થયા શાણા, ત્યારે ગુરૂ બન્યા કાણા–
મારા ભાઈ, થવાનું તે તો થાય છે.

બલિરાયે જળ લીધું, સુપાત્ર દાન દીધું–
મારા ભાઇ, ના કોઈથી કહેવાય છે.

હવે ગુરૂ નવ બોલે, ત્યાં ઉભા આંખો ચોળે..
મારાભાઇ, અંતરમાં પસ્તાય છે.

જેવું કરે તેવું પામે, એમાં ભૂલ નથી નામે–
મારા ભાઈ, એ ખરેખરો ન્યાય છે.

આમ કળશમાંથી પાણીની ધારા છૂટી, એટલે બલિરાજાએ દાનનો સંકલ્પ કરીને ત્રણ ડગલાં ધરતી વામનજીને આપી દીધી; પણ પછી તોઃ

દાનતણો સંકલ્પ કરી જ્યાં બલિરાયે જોયું સામું,
વામનરૂપ ભગવાનતણું અદ્ભૂત રીતે વૃદ્ધિ પામ્યું;
પૃથ્વી, સ્વર્ગ, પાતાળ, સમુદ્રો, દિશા અને આકાશ સહુ,
વરાટ એવા વિશ્વરૂપમાં વિશ્વ સમસ્ત સમાઈ રહ્યું !

બલિરાય દાનનો સંકલ્પ કરીને જેવો પ્રભુના સામી નજર કરે છે, તેવુંજ વામનજીએ પોતાનું વિગટ સ્વરૂપ પ્રકટ કરવા માંડ્યું. પૃથ્વી, સ્વર્ગ, પાતાળ અને સાતે સમુદ્ર સાથે દિશ ઓ અને આકાશ જેમાં સમાઈ રહ્યાં છે, એવું અદ્દભૂત સ્વરૂપ પ્રભુએ જોતજોતામાંજ ધારણ કરી દીધું ! એ વિશ્વરૂપ કેવું ?

क्षितिं पदैकेन बलेर्विचक्रमे ।
नभः शरीरेण दिशश्च बाहुभिः ॥
पदां द्वितीयं क्रमतः त्रिविष्टपम् ।
न वै तृतीयाय तदीयमण्वपि ॥

---

વિશ્વરૂપ ધર્યું એવું પળમાં,
પતાળ સાતે પગના તળમાં;
પર્વત પીંડિયે, પક્ષી ગોઠણે,
વાયુગણ વસતા સાથળમાં.
નાભિમાં આકાશ જણાયે,
કુખમાં સાત સમુદ્ર સમાયે;
દિશા કાનમાં, સામ કંઠમાં,
સ્વર્ગ લોક મસ્તકમાં માયે.
વક્ષઃ સ્થળમાં લક્ષ્મી વિરાજે,
સત્ય, ઋત બે સ્તનપર છાજે;

સંધ્યા વસ્ત્રો, ઉરે નક્ષત્રો,
ધર્યો ધર્મ હૃદયે મહારાજે.
છાયામાં મૃત્યુની શાન્તિ,
હાસ્યમાંહિ માયાની ભ્રાન્તિ;

સૂર્ય નેત્રમાં, અગ્નિ મુખમાં,
દિવસ રાત પાંપણુથી થાતી.
યજ્ઞગતિ પગની સમજાતી
રૂવાંડાં ઔષધની જાતિ;

નખ શિલાઓ, નાડી નદિયો,
નવે ખંડમાં દીસે વ્હેતી.
નભને દશે દિશાઓ સાથે,
ભરી દીધાં શરીરને હાથે;

બલિરાયની પૃથ્વી સઘળી,
એકજ પગલે લીધી શ્રીનાથે!

આ પ્રમાણે શ્રીભગવાને પોતાનું વિરાટ સ્વરૂપ ધારણ કરીને બલિરાજાની તમામ પૃથ્વીને એકજ પગલામાં ભરી લીધી! અને

બીજે પગલે સ્વર્ગજ લીધું,
અદ્‌ભૂત એવું પરાક્રમ કીધું;
ત્રીજા માટે બલિરાયનું,
કશું બાકી નવ રહેવા દીધું!

વામનજીએ પોતાનું વિશ્વરૂપ એવું ધર્યું કે જેમના પગના તળિયામાંજ સાત પાતાળ સમાઇ ગયાં; નાભિમાં આકાશ સમાઇ ગયું, કુખોમાં સાતે સમુદ્ર સમાઇ ગયા, કાનમાં દિશાઓ અને મસ્તકમાં સ્વર્ગ સમાઇ ગયું. જેની છાયામાં મૃત્યુ અને હાસ્યમાં માયા છે, નેત્રમાં સૂર્ય અને મુખમાં અગ્નિ છે અને આંખની પાંપણોના પલકારે રાત્રિદિવસ થાય છે, નાડીમાં નદીઓ છે અને નખમાં શિલાઓ છે, તેમજ રૂવાંડાંમાં તમામ પ્રકારની ઔષધિઓ છે, એવા વિરાટ ભગવાને પોતાના એકજ પગલાથી બલિરાજાની તમામ પૃથ્વી માપી લીધી; બીજે પગલે સ્વર્ગ માપી લીધું અને ત્રીજા પગલા માટે બલિરાજા પાસે કાંઇ પણ રહેવા ન દીધું !

छलयसि विक्रमणे बलिमद्भुत वामन
पदनखनीरजनित जनपावन ।
केशवधृतवामनरूप जय जगदीश हरे ॥

( ધૂન )

જય ગોવિન્દ માધવ ગિરિધારી, કૃષ્ણચરણકી બલિહારી.

---

પછી ચરણ ભગવાનતણો ત્યાંથી ઉપડીને ઉંચો થયો,
મહર્લોક તપલોક મૂકીને સત્ય લોકમાં પ્હોંચી ગયો:
બ્રહ્મલોકની કાન્તિ પણ નખચંદ્રથકી ઝાંખી દેખાય,
મરીચિ ઋષિઓ સનત્કુમારો પૂજન કરીને લાગ્યા પાય.
જલકમંડલે બ્રહ્માજીએ ચરણકમલનું પૂજન કર્યું,
વિષ્ણુપદી ગંગાને નામે તે જલ મહા પવિત્ર ઠર્યું !

પ્રભુનો ચરણ ઉંચો થઇને ઠેઠ બ્રહ્મલોકમાં પ્હોંચી ગયો, ત્યાં બ્રહ્માજીએ પોતાના કમંડલમાં રાખેલા જળથી પુજા કરી. ભગવાનના ચરણકમલ ધોયાથી પવિત્ર થયેલું આ જળ વિષ્ણુપદાયા ગંગાને નામે ત્રિલોકને પાવન કરનારૂં મનાયું, અને પછી ભગવાનતો—

વામનરૂપ ધરીને, ઉભા પાછા બલિરાજા પાસે;
ઈંદ્રાદિક સૌ દેવો, પુષ્પવૃષ્ટિ કરતા રહી આકાશે.

આ પ્રમાણે પોતાનું કાર્યસિદ્ધ થયું, એટલે પછી પ્રભુ પોતે પોતાનું વિરાટસ્વરૂપ બદલીને પાછા હતા એવા બટુક વામન બનીને બલિરાજાની પાસે ઉભા રહ્યા. સર્વ દેવતાઓ આકાશમાં રહીને પુષ્પ વૃષ્ટિ કરવા લાગ્યા, પણ દાનવોને તો આ વાત રૂચી નહિ,ક્યાંથી રૂચે!

શિષ્યે આપ્યું સર્વ ને, ગુરૂએ આપી આંખ;
સેવકના મનમાં રહી, ના ધીરજ નવટાંક!

બલિરાજાએ પોતાનું સર્વસ્વ આપ્યું અને ગુરૂએ એક આંખ આપી, ત્યારે સેવકોએ વિચાર્યું કે, "આપણે પણ આંધળા થવું" તેથી સર્વ દાનવો સામટા બોલી ઉઠયા કે

"કપટ કરી બલિરાયને, બટુક આ છળી જાય;
પૂરો કરવો તેહને, એજ હવે ઉપાય."

દૈત્યો કહેવા લાગ્યા કે, "આ વેશધારી બટુક કપટ કરીને બલિરાજાને છળે છે, માટે હવે એને જીવતો ન રહેવા દેવો." એમ સમજીને

દૈત્યોએ હથિયાર ઉપાડયાં વામનજીના લેવા પ્રાણ,
બલિરાજા કહે, "યુદ્ધ કરીને હવે તમે નહિ કાઢો લ્હાણ,

મેં મારે હાથે આપ્યું છે કરો વ્યર્થ શાને તકરાર ?
લાગ જોઈને ફરી વળી પાછું લેતાં નહિં લાગે વાર.''

દૈત્યો હથિયાર ઉપાડીને મારવા દોડયા, પણ બલિરાજાએ વચમાં પડીને તેમને સમજાવ્યા અને કહ્યું, કે “ મેં મારે હાથે આપ્યું છે, માટે હમણાં તો તમે બધા શાંત થઇ જાઓ; વળી આપણો લાગ આવશે ત્યારે ગયેલું બધું પાછું લેતાં આપણને શી વાર લાગવાની છે ? ” આ પ્રમાણે ગમે તેમ કરીને પણ—

દેનારા તે દઇ રહ્યા છે, લેનારા તે લે છે,
બાકી બીજા સટરપટરિયા હાથ ઘસીને રહે છે;
કરનારા તે કરી રહ્યા છે, સ્હેનારા તે સ્હે છે,
બાકી બીજા ભસનારા તે માત્ર ભસીને રહે છે !

અંતે બલિરાજા પાસે કોઇનું ન ચાલ્યું અને તમામ દાનવો હાથ ઘસતા રહ્યા. સર્વને ત્યાંથી વિદાય થઇ જવાની આજ્ઞા કરી, એટલે

વચન સુણી સ્વામીનાં, દૈત્યોએ પાતાળ વાસ કીધો;
વરૂણપાશથી બલિને, ગરૂડજીએ તરત બાંધી લીધો !

બલિરાજાનાં વચન સાંભળીને સઘળા દૈત્યો પાતાળમાં પેસી ગયા, એટલે ગરૂડજીએ તરતજ તેને વરૂણ પાશથી બાંધી દીધો અને પછી પ્રભુ તેને કહેવા લાગ્યા કે:

“ હે અસુર ! તેં ધરતી મુજને ત્રણ ડગલાં આપી છે,
તેમાં બેનું ઋણ વળ્યું ને ત્રીજું હજી બાકી છે;
નિર્ધન થઇ ધનવાનપણાનો મિથ્યા ગર્વ ધરે છે,
મારૂં માગ્યું આપ મને શો વિચાર વ્યર્થ કરે છે ? ”

ભગવાન બલિરાજાને કહે છે, કે "હે અસુર! તેં મને ત્રણ ડગલાં ધરતી આપવાનું વચન આપ્યું છે, તેમાં બે પગલાંનું ઋણ વળ્યું છે, ને ત્રીજું હજી બાકી છે, તે ક્યાં મૂકું? બોલ!

પ્રભુનાં આવાં વચન સાંભળીને બલિરાજા બોલ્યો; કે:—

"હે પ્રભુ અંતર્યામી! બે પગલે બ્રહ્માંડ લીધું માપી;
મુક્ત કરો ઋણમાંથી, ત્રીજું મારા મસ્તકપર સ્થાપી.

હે પ્રભુ! તમે બે પગલાંથી આખું બ્રહ્માંડ માપી લીધું, હવે મારી પાસે કાંઈ પણ રહ્યું નથી, માટે ત્રીજું પગલું તો મારા મસ્તક ઉપર મૂકો, એટલે હું ઋણમુક્ત થઇ જાઉં" વળી કહે છે:

"ધન કરતાં ધનવાનની, કીંમત ઘણી ગણાય;
આ મસ્તક મારૂં હવે, અર્પણ કરૂં જગરાય!

હે મહારાજ! ધન કરતાં ધનવાનની કીંમત કાંઇ ઓછી નથી, માટે હવે આ મારૂં મસ્તક આપને અર્પણ કરૂં છું. વળી

પ્રભુ! મને પદભ્રષ્ટ કરીને આંખ ઉઘાડી છે મારી,
પૌત્ર જાણી પ્રહ્‌લાદતણો મુજપર અનુગ્રહ કીધો ભારી;
યોગ્ય દંડ પામ્યો છું, સ્વામી! જન્મમરણનાં દુઃખ હરો,
જે પદને બ્રહ્માદિક સેવે તે મારે મસ્તકે ધરો!

હે પ્રભુ,! હે સ્વામી! આપે મને પદ ભ્રષ્ટ કરીને મારી આંખો ઉઘાડી છે; મને પ્રહ્‌લાદજીનો પૌત્ર જાણીને મારા ઉપર મોટો

અનુગ્રહ કર્યો છે, આપને હાથે હું યોગ્ય દંડ પામ્યો છું, માટે મારાં જન્મ મરણનાં દુઃખને હરો અને જે પવિત્ર પાદારવિન્દનું બ્રહ્માદિક દેવો પણ પૂજન કરે છે, તે મારા મસ્તક ઉપર મૂકીને મને પાવન કરો !

બલિરાજા ને બટુકનો, ચાલે વાદવિવાદ,
એવે ત્યાં આવી ચઢયા, ભકતરાજ પ્રહ્લાદ !

આમ બલિરાજા ને બટુકનો જ્યાં વાદવિવાદ ચાલી રહ્યો છે, ત્યાં ભક્ત પ્રહ્લાદજી આવ્યા,

જે પૂર્ણ ચન્દ્ર સરખા સુખદાયી ભાસે,
આવી ઉભા તરત ત્યાં બલિરાય પાસે.

જેમની કાન્તિ પુર્ણિમાના ચંદ્રના જેવી પ્રકાશી રહી છે, એવા પ્રહ્લાદજી બલિરાજાની પાસે આવીને ઉભા રહ્યા, પણ બલિરાજા તો—

દેખી વડીલજનને શરમાઇ જાયે,
જોવાય ના મુખ ઉંચું કરીને જરાયે;
બંધાયલો વરૂણપાશ વડે કરીને,
સર્વસ્વ શ્રીહરિતણે ચરણે ધરીને.

બલિરાજાને પોતાના દાદાજીની શરમ આવી, એટલે તેનાથી ઉંચું જોવાયું નહિ, વરૂણપાશથી બંધાઇને તથા પોતાનું સર્વસ્વ શ્રીહરિના ચરણમાં અર્પણ કરીને, ભૂમિ ઉપર પડેલો બલિરાજા મનમાં બહુ લજ્જા પામતો હતો, ત્યાં પ્રહ્લાદજી પોતેજ ભગવાનના સામું જોઇને બોલ્યા કેઃ—

"તુમારી ગતિ કો જાને જગદીશ?
ભક્તનહિત અવતાર લિયો પ્રભુ,
રૂપ ધરે ચોબિસ-તુમારી.
જનકી બિનય સુની ચહું યુગસે
અબ બન બૈઠ મુનીશ-
રાવકો રંક બનાવ છિનકમેં,
રંક હિ કરહુ અવનીશ-તુમારી.
સુરનરમુનિ તુમકો સબ ધ્યાવેં,
ધ્યાન ધરેં યોગીશ;
તુમ્હરે ચરિત મનોહર સ્વામી!
પાર ન લહત ફણીશ-તુમારી.



હે મહારાજ! તમારી ગતિને જાણવાવાળું કોણ છે? ભક્તને માટે આપે ચોવીશ અવતાર ધર્યા છે અને ઘડીકમાં રાજાને રંક અને રંકને રાજા બનાવી શકો છો: આપની શક્તિ અગાધ છે. એટલે આ સર્વ પણ-

આપે દીધું હતું વળી લઈ લીધું આપે:
આવો અનુગ્રહ પ્રભુ! ભવદુઃખ કાપે;
ઐશ્વર્ય, ભોગ, મદ, મત્સરથી ઉગારી,
પોતાતણો ગણી મને કુળ લીધું તારી!"

ભક્ત પ્રહ્લાદ બોલ્યા, કે "હે પ્રભુ! આપે આપ્યું હતું અને આપે લઇ લીધું તે બહુ સારૂં કર્યું, કારણ કે ઐશ્વર્ય ભોગ વડે

કરીને અભિમાની બનેલો આ મારો પૌત્ર હવે અધોગતિના ખાડામાં પડતો બચી ગયો; આપે આવો અનુગ્રહ કરીને મારા કુળને તારી દીધું:

બોલ્યાં સતી વિંધ્યાવલિ, પ્રભુને કરી પ્રણામ,
" હે જગદીશ્વર ! આપને, આધીન વિશ્વ તમામ.



જગદીશ વિશ્વ સ્વામિ, વંદુ હું શિશ નામી.
સરજાવ્યું વિશ્વ સારૂ, સર્વસ્વ છે તમારૂં;
મૂઢ માનવી બિચારૂ, મિથ્યા કહે જ મારૂં;
દૃષ્ટિ દીધેલી આપે, ખોલાવી જીવ ખોલે;
જીભ્હાથી બોલ જેવા, બોલાવો તેજ બોલે.
સર્વાંગ પ્રાણીઓનાં, ચલવ્યાં સદાય ચાલે;
તરૂ કેરૂં પાન સરખુ, ઈચ્છા વિના ન હાલે.
પૂજાનિમિત્ત ભાવે, પુષ્પાદિ ચૂંટી આણે;
અર્પી તમારૂં તમને, મોટાઇ વ્યર્થ માણે !
મહિમા તમારો મોટો, વેદો બધા વખાણે;
મિથ્યાભિમાની લોકો, ત્હોયે જરી ન જાણે.



આધીન વિશ્વ તમામ આપને વેદ વખાણે,
મૂઢ કરી અભિમાન મમત પોતાનો તાણે;
હે ત્રિલોકનાનાથ ! કોઇ તમને શું આપે ?
નથી કોઇનું કાંઇ, " એમ બોલ્યાં સતી આપે.

રાણી વિંધ્યાવલિએ હાથ જોડીને પ્રભુને કહ્યું, કે "મહારાજ, વિશ્વના સ્વામી આપ છો ! અમે તે વળી આપને શું આપીએ ? એટલે પછી

નેત્ર થકી આનંદનાં અશ્રુ ચાલ્યાં જાય;
હાથ જોડીને વિનવે શ્રીહરિને બલિરાય.

બલિરાજાની આંખમાં આંસુ આવી ગયાં અને પોતે શ્રીહરિને વિનતિ કરવા લાગ્યો કેઃ

" પ્રભુ ! મોરે અવગુણ ચિત્ત ન ધરો,
સમદર્શી હૈ નામ તિહારો, ચાહે તો પાર કરો–પ્રભુ.
ઇક નદિયા ઇક નાલ કહાવત, મૈલોહિનીર ભરો–
જબ મિલ કરકે એક વર્ણ ભયો, સુરસરિ નામ પર્યો–પ્રભુ.
ઇક લોહા પૂજામેં રાખ્યો, ઇક ઘર બધિક પર્યો,
પારસગુણ અવગુણ નહિં ચિતવે કંચન કરત ખરો–પ્રભુ. "

---

" હે નાથ ! કલ્પતરૂ આપ મહા કહાવો,
આપો સદા સુખદ દર્શન પુણ્ય લ્હાવો;
જેવો અનુગ્રહ કર્યો ઉર પ્રેમ આણી,
સ્થાપો મને ચરણમાં નિજ દાસ જાણી. "

બલિરાજા કહે છે, " હે નાથ ! આપ કલ્પતરૂ છો, ભક્તવત્સલ છો, તો હવે મને આપનો દાસ જાણીને આપના ચરણકમળમાં સ્થાપો અને નિરંતર આપના દર્શનનો લ્હાવો આપો. " બલિરાજાનાં આવાં નમ્ર વચન સાંભળીને પ્રભુ બોલ્યા કેઃ

ધન્ય ધન્ય બલિરાજા, ખરેખરો તું પરમભક્ત મારો;
રક્ષા કરીશ હું તારી, બની નિરંતર દ્વારપાળ તારો !

**વળી**

નામ સાવર્ણિ મન્વંતરે હું ધરૂં ઇંદ્રનો મુકુટ તારેજ માથે,
ત્યાંસુધી સુતલ પાતાલમાં વસ જઇ તું હવે જ્ઞાતિને
સ્વજન સાથે;
તારી આજ્ઞાતણું જે ઉલ્લંઘન કરે તેહનું ચક્રથી શિશ કાપું,
હું ઉભો રહું છડીદાર બની તાહરો ને તને મારૂં સર્વસ્વ આપું "

---

પ્રભુએ આ પ્રમાણે બલિરાજના દ્વારપાળ થઇને ઉભા રહેવાનું વરદાન આપ્યું અને પછી--

મુક્ત કરી બલિરાયને, પેસાડયો પાતાળ;
સમર્થ એવા શ્રીહરિ, રંકતણા રખવાળ.
વળી ઇંદ્રાદિક દેવને, દીધું સ્વર્ગનું રાજ્ય;
હરિજન સૌ બોલો હવે, જય વામન મહારાજ !

---

( ધૂન )

જય જય દીનાનાથ દીનબન્ધુ,
જય જય કેશવ કરૂણાસિન્ધુ.

---

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

**સમાપ્ત.**

